# યરવડા મંદિરેથી

## બાપુજીના સંદેશા

એન. એમ. ઠક્કર ઍન્ડ કુાં.
બુકસેલર્સ—પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઇ, ૨

કિંમત, રૂ. ૦—૨—૬

# યરવડા મંદિરેથી

## બાપુજીના સંદેશા



બીજી આવૃત્તિ

કિંમત, અઢી આના

# યરવડા મંદિરમાંથી

[ ગાંધીજીને જેલમાંથી પત્રો મોકલવાની છૂટ મળી ત્યાર પછી આશ્રમમાં પહેલા વહેલા આવેલા પત્રોમાંથી કેટલાક ઉતારા નીચે આપીએ છીએ. ગાંધીજીએ જેલને પણ મંદિર બનાવી મૂક્યું છે, અને ત્યાં પણ એમની સ્વરાજ્યસાધના અખંડ ચાલે છે એ વસ્તુ આપણને પ્રેરક નીવડવી જોઇએ. ]

૧

ચિ૦——'

...મારી તબિયત મજામાં રહે છે. આશ્રમના નિયમ પ્રમાણે જ ઊઠવા વગેરેનું થાય છે. બત્તી છે એટલે ગીતાજીના અધ્યાય પણ નિયમ પ્રમાણે વંચાય છે. ઘણા દિવસનો થાક હજુ ઉતારી રહ્યો છું એટલે દિવસના ૨ થી ૩ કલાક સૂતો હોઇશ. સવારના આઠેક વાગે ને બપોરના બાર વાગે તો સામાન્ય રીતે ખરું જ. કૂચમાં નારંગીને રજા આપી હતી તે પાછી અહીં શરૂ કરી છે. પહેલે દહાડે દૂધ ઠંડુ લીધું હતું. એટલે હાલ તો ઠંડું જ લઉં છું. લગભગ ત્રણ શેર પીઉં છું. કંઇક ઓછું કરવું પડશે અથવા દહીં બનાવી લઇશ. સવારના પણ ગરમ પાણી પીવાને બદલે ઠંડુ પી લઉં છું આ તો પ્રયોગને ખાતર છે. ગરમ પાણી કરાવવાની સગવડ તો પૂરી આપેજ છે. પણ જો ઠંડાથી શરીર સચવાય તો ગરમની ખટપટમાં શું પડવું? મધ છોડી દીધું છે. નાવાનું પણ ઠંડા પાણીથી શરૂ કરી દીધું હતું. પણ કાલથી ગરમથી નાવાનું રાખવું છે. બકરી મારી સામે

લાવીને દોવાય છે એટલે દૂધની સ્વચ્છતા વિષે કંઇ કહેવાપણું નથી રહેતું. ઠંડા દૂધથી નહિ ચાલે તો ગરમ જરૂર કરી જ લઇશ. વાસણ વગેરે સાફ કરવાને સારૂ એક માણસ આપ્યો છે. ખજુર અને મનક્કા ? તો છે જ. મારા ખોરાક વિષે કોઇએ ચિંતા કરવાનું કારણ નથી. ...વિ.ને લખી નાંખજો કે કોઇ કંઇ ફળાદિ વગેરે કંઇજ મોકલવાની ખટપટમાં ન પડે. જે જોઇશે તે અહીંથી મળી રહે તેમ છે.—— બહેનને કહેજો કે અહીં પહેલાંની જેમ પૈસા ન ભરે, મુદ્દલ જરૂર નથી. આપણી પાસે કોઇની અનાવશ્યક સંભાળ રાખવાનો વખત નથી. હોવો ન જોઇએ. અનાવશ્યક ખરચ કરવાનો પૈસો નથી, હોવો ન જોઇએ...મને ત્યાંની જેમ વાદળ નીચે સૂવાનું મળે છે. કાંતવાનું નિયમસર ચાલે છે...તકલી ઉપર મેં બહાર મારી ગતિ ન જ તપાસી. અહીં તપાસતાં જોઉં છું કે ભાગ્યે જ ૩૦ તાર એક કલાકમાં નીકળે છે. આ ગતિ શરમાવા જેવી છે. એનો અર્થ એ છે કે કાંત્યું પણ એની કળ હાથ ન કરી, તેની પાછળ ઠીક વખત આપું છું. ત્યાંપણ બધાં તકલી ચલાવતા બરોબર શીખી લે.

૨

ચિ૦ દેવદાસ,

તું ક્યાં છે તેની મને ખબર નથી. એટલે આ આશ્રમને ઠેકાણે મોકલું છું. આપણી બધાંની ફિકર ઇશ્વર રાખનારો છે એટલે એક બીજાની ફિકર ન કરીએ. મારૂં તો તું જાણે છે, મને ક્યાંયે છેવટે અડચણ આવતી જ નથી. ઇશ્વર રસ્તો સાફ કરી જ મૂકે છે. એના જેવો ભંગી જગતમાં ક્યાંય બીજો મળે ? આપણો માનસિક મેલ જો એ સાફ ન કરતો હોત તો જગત તો ક્યારનું સડી ગયું હોય.

બાહ્ય મેલ તો માનસિકનું નિશાન માત્ર છે; અંદરનો ધોવાય નહિ તો બહારનાને ગમે તેટલો ધોઇએ તોય શું? આ વિચાર મને તો બહુ પોષણ આપે છે.........

યરવડા મંદિર: ૧૩-૫-૩૦ બાપુના આશીર્વાદ

૩

પંખીડાં (આશ્રમના બાળમંદિરનાં બાળકોને ગાંધીજી 'પંખીડા' સંબોધે છે),

પંખી તો પાંખ વિના ઉડે ત્યારે ખરાં. પાંખ હોય તે તો બધાં ઊડે. પાંખ વિના ઊડતાં તમને આવડે તો તમે મુફલ ન ગભરાઓ. આમ ઊડતાં તમને શીખવું. જુઓ, મને પાંખ નથી છતાં રોજ તમારી પાસે ઊડીને આવું છું, કેમકે વિચારમાં તમારી પાસે હોઉં છું. આ રહી પેલી વિમળા, આ રહ્યો પેલો હરિ, મનુ, ધર્મ કુમાર! તમે પણ વિચારમાં મારી પાસે ઊડી આવી શકો છો. વિચાર કરતાં આવડે એને બહુ મહેતાજીની જરૂર ન પડે. મહેતાજી આપણને દોરે, એ કંઇ આપણને વિચાર આપે નહિ. વિચાર તો આપણામાં હોય. ડાહ્યા થાય તેને ડાહ્યા વિચારજ આવે,...ભાઇની પાસે બરોબર પ્રાર્થના કોણ નથી કરતું? બધાની સહીઓનો કાગળ મોકલજો. જેને સહી નથી આવડતી તે સાથિયા પાડે.

યરવડા મહેલ: મૌનવાર.

બાપુના આશીર્વાદ

૪

ચિ. બુદ્ધિચક્ર,

બુદ્ધિચક્ર નામ તો તને વળગ્યું જ ગણવું, એ કંઇ ખરાબ નામ નથી. જેની બુદ્ધિ ચક્રસમાન છે તે સંપૂર્ણ પણ હોય. કેમકે ચક્ર હમેશા સંપુર્ણ છે. તેને આદિઅંત નથી—જેમ સીધી લીટીને હોય છે તેમ. વળી જે અંતરમુખવર્તે છે તેની બુદ્ધિ ચક્ર સમાન ગણીએ. એજ બુદ્ધિ ખરી કે જે આપણને અંતરમુખ કરે.

બાપુના આશીર્વાદ

૫

( શ્રીમતી કસ્તુરબા પરનો કાગળ )

આ કાગળ બધાને સારૂ સમજજો. કેવું સારૂં થયું કે રવિવારની રાત્રે હું તમને બધીને મળી ગયો ને તમને તમારા ઉતારા લગી વળાવી ગયો. મને બહુ ગમ્યું. ઇશ્વરની કૃપાના મેહ વરસે છે. બધી બહેનો મને કાગળ લખે. એક કવરમાં બધા બીડવા. ઘણેભાગે તો મળશે, નહિ મળવાના હોય તો ચિંતા નહિ. તમે કોઇ ગભરાશો નહિ. 'સ્ત્રીઓની પ્રાર્થના'ના શ્લોકો બધા વિચાર પૂર્વક ગોઠવાયા છે. પહેલા શ્લોકમાંજ ઘણું આવી જાય છે. ગીતાના છેલ્લા ત્રણ શ્લોક ઉમેર્યા છે તે બધું આટોપે છે. મંદિરની ઉપરનો કળશ જેમ મંદિરને દીપાવે છે ને પૂરે છે તેમ આ ત્રણ શ્લોક છે. રોજ સવારે ધ્યાનપૂર્વક એ ચાલતા હશે.

બાપુના આશીર્વાદ

૬

આ કાગળ બધી છોકરીઓને સારૂં છે. તમે બધી બરોબર રહો છો? કામ કરો છો? ગંગા બહેન પ્રમાણપત્ર આપે કે? વહેલા ઊઠવાની ટેવ ચાલુ છે કે? ભૂલી ગઇ હોય તો પાછી રાખજો.

બાપુના આશીર્વાદ

---

# "કાંતવું એ ગીતાનો સક્રીય અનુવાદ છે."

તા. ૨૭–૭–૩૦ ના રોજ ગાંધીજી લખે છે. "કાંતતા મને કંઇક થાક લાગે છે. માંદગી પછી સામટા ચાર કલાક ટટાર બેસવાની શક્તિ હું ગુમાવી બેઠો છું, અને અહીં એ ટેવ પાડવી મુશ્કેલ છે. પણ આજે એ મારૂં પ્રાયશ્ચિત છે, એટલે એને વળગી રહું છું. ઉંઘ સરસ આવે છે........કાકા સાહેબ મજામાં છે. તેમનું વજન બે રતલ વધ્યું છે."

બીજા એક કાગળમાં લખે છે: 'ગીતાનો અંગ્રેજી અનુવાદ કરવો મને ગમે, પણ હમણાં જે થોડો વખત મળે છે તેમાં ભજનાવલિનું અંગ્રેજી કરૂં છું. ગોકળગાયની ઝડપે કામ ચાલે છે. ગીતાનો અનુવાદ એ મોટું કામ છે. એને માટે કાંતવાનું તો મુલતવી ન જ રખાય; કેમકે કાંતવું એ ગીતાનો સક્રીય અનુવાદ છે. પણ મારી આ શાંતી લાંબો વખત ચાલશે તો અંગ્રેજી અનુવાદ જરૂર હાથમાં લઇશ."

## ૮

# સત્ય એજ પરમેશ્વર

તા. ૩–૮–૩૦ના કાગળમાં ગાંધીજીએ આશ્રમવાસીઓ માટે મોકલેલા પ્રવચનનો સાર આ છે. "સત્ય શબ્દ સતમાંથી છે. સત એટલે હોવું, સત્ય તે હોવાપણું અને સત્ય સિવાય બીજી કોઇ વસ્તુને હસ્તીજ નથી. તેથી પરમેશ્વરનું ખરૂં નામજ સત એટલે સત્ય છે. તેથી પરમેશ્વર સત્ય છે એમ કહેવાં કરતાં સત્ય એજ પરમેશ્વર છે એમ કહેવું વધારે યોગ્ય છે. જ્યાં સત્ય છે ત્યાં શુદ્ધ જ્ઞાન છેજ. જ્યાં સત્ય નથી ત્યાં શુદ્ધ જ્ઞાન નજ સંભવે. જ્યાં સત્ય જ્ઞાન છે ત્યાં આનંદજ હોય, શોક હોયજ નહિ. આ સત્યની આરાધનાને ખાતરજ આપણી હસ્તી. તેનેજ કારણે આપણી પ્રત્યેક પ્રવૃતી. તેનેજ કારણે આપણે પ્રત્યેક શ્વાસોચ્છવાસ લઇએ. વિચારમાં વાણીમાં અને આચારમાં સત્યજ સત્ય. આ સત્ય સંપૂર્ણપણે સમજનારને જગતમાં બીજું કંઇ જાણવાપણું નથી રહેતું, કેમકે જ્ઞાન માત્ર તેમાં સમાએલું છે. જેને જે સત્ય ભાસે તે પ્રમાણે વર્તે તેમાં દોષ નથી. એટલુંજ નહિ પણ તેજ કર્તવ્ય છે. સત્યની આરાધના એ ભક્તિ છે, તે ભક્તિ તે શીશતણું સાટું છે. અથવા તે હરિનો મારગ હોય તેમાં કાયરતાને સ્થાન નથી. તેમાં હાર જેવું કંઇ છેજ નહીં. એ મરીને જીવવાનો મંત્ર છે. એ સત્ય સ્વરૂપ પરમેશ્વર મારે સારૂ તો રત્નચિંતામણી નીવડેલ છે. આપણુ બધાને સારૂં નીવડો.

# અહિંસાનો મહા મંત્ર.

તા. ૧૦–૮–૩૦ના પત્રમાં ગાંધીજી યરવડા "મંદિરે"થી અહિંસા વિષે લખતાં લખે છેઃ "સત્યનો, અહિંસાનો માર્ગ સીધો છે એટલોજ સાંકડો છે. ખાંડાની ધારે ચાલવાનું છે. બજાણિયા જે દોરી ઉપર એક નજર કરી ચાલી શકે છે તેના કરતાં પણ સત્ય–અહિંસાની દોરી પાતળી છે. જ્યાં અસાવધાની આવે કે હેઠે પડીએ. પ્રતિક્ષણ સાધના કરવાથીજ તેના દર્શન થાય.

"પણ સત્યના સંપૂર્ણ દર્શન તો આ દેહે અસંભવિત છે. તેની કલ્પનાજ માત્ર કરી શકાય. ક્ષણિક દેહ વાટે શાશ્વત ધર્મનો સાક્ષાત્કાર સંભવતો નથી. તેથી છેવટે શ્રદ્ધાનો ઉપયોગ કરવાનું તો રહેજ છે- તેથીજ અહિંસા જિજ્ઞાસુને જડી. મારા માર્ગમાં જે મુસીબતો આવે તેને હું સહન કરૂં કે તેને અંગે જે નાશ કરવો પડે તે કરતો જાઉં ને મારો માર્ગ કાપું? આ પ્રશ્ન જિજ્ઞાસુ પાસે ખડો થયો. જો નાશ કરતો ચાલે તો તે માર્ગ કાપતો નથી પણ હતો ત્યાંજ રહે છે. એમ તેણે જોયું. જો સંકટો સહન કરે છે તો તે આગળ વધે છે. પહેલેજ નાશે તેણે જોતું કે જે સત્યને તે શોધે છે તે બહાર નથી પણ અંતરમાં છે. એટલે જેમ જેમ નાશ કરતો જાય તેમ તેમ તે પાછળ પડતો જાય, સત્ય વેગળું જાય.

"આપણને ચોર ઉપદ્રવ કરે છે. તેમાંથી બચવાને સારૂ તેને દંડયા. તે ક્ષણે તે ભાગ્યા તો ખરા, પણ બીજી જગ્યાએ જઇને ધાડ પાડી. પણ બીજી જગ્યા પણ આપણીજ છે. એટલે આપણે તો અંધારી ગલીમાં આથડયા. ચોરનો ઉપદ્રવ વધતો ગયો, કેમકે તેમણે

તો ચોરીને કર્તવ્ય માની છે. આપણે જોયું કે આના કરતાં સારૂં એ છે કે ચોરનો ઉપદ્રવ સહન કરવો. તેમ કરતાં ચોરને સમજ આવશે, આટલું સહન કરવામાંથી આપણે જોયું કે ચોર આપણાથી જુદા નથી. આપણને તો બધાં સગાં છે, મિત્ર છે તેને દંડવા હોય નહિ, પણ ઉપદ્રવ સહન કર્યેજ જઇએ તેથી બસ નથી, તેમાંથી તો કાયરતા પેદા થાય એટલે આપણે વિશેષ ધર્મ જોયો. ચોર આપણા ભાઇભાંડુ હોય તો તેમનામાં તે ભાવના પેદા કરવી જોઇએ. એટલે આપણે તેઓને અપનાવવાને સારૂ ઉપાયો શોધવા પૂરતી તસ્દી લેવી રહી. આ અહિંસાનો માર્ગ આમાં ઉત્તરોત્તર દુઃખ વહોરવાની જ વાત આવે છે. અને જો તે હોય તો અંતે ચોર શાહુકાર બને છે. આપણને સત્યનું વધારે સ્પષ્ટ દર્શન થાય છે. આમ કરતાં આપણે જગતને મિત્ર બનાવતાં શીખીએ છીએ. ઇશ્વરનો, સત્યનો મહિમા વધારે જણાય છે. સંકટ વેઠતાં છતાં શાન્તિ, સુખ વધે છે. આપણા સાહસ, હિંમત વધે છે. આપણે શાશ્વત અશાશ્વતનો ભેદ વધારે સમજીએ છીએ, કર્તવ્ય અકર્તવ્યનો વિવેક આવડે છે; અભિમાન ગળે છે, નમ્રતા વધે છે. પરિગ્રહ સહેજ ઓછો થાય છે, ને દેહની અંદર ભરેલો મેલ નિત્ય ઓછો થતો જાય છે.

"આ અહિંસા આજે આપણે જે જાડી વસ્તુ જોઇએ છીએ. તેજ નથી. કોઇને ન જ મારવું એ તો છે જ, કુવિચાર માત્ર હિંસા છે. ઉતાવળ હિંસા છે. મિથ્યાભાષણ હિંસા છે. દ્વેષ હિંસા છે. કોઇનું બુરૂં ઇચ્છવું હિંસા છે. જે જગતને જોઇએ તેનો કબજો રાખવો એ પણ હિંસા છે. પણ આપણે ખાઇએ છીએ તે જગતને જોઇએ છે. જ્યાં ઉભા છીએ ત્યાં સેંકડો સૂક્ષ્મ જીવો પડ્યા છે;

એ જગ્યા તેની છે. ત્યારે આપણે શું આત્મહત્યા કરીએ? તોએ આરો નથી. વિચારમાં દેહનું વળગણ માત્ર છોડીએ તો છેવટે દેહ આપણને છોડશે. આ અમૂર્છિત સ્વરૂપ તે "સત્યનારાયણ" એના દર્શન અધીરાઇથી નજ થાય. દેહ આપણો નથી. તે આપણને મળેલું સંપેતરૂં છે. એમ સમજી તેનો ઉપયોગ હોય તે કરી આપણો માર્ગ કાપીએ.

"આટલું સૌ જાણી લે. અહિંસા વિના સત્યની શોધ અસંભવિત છે. અહિંસા અને સત્ય એવા ઓતપ્રોત છે જેમ સિક્કાની બે બાજુ અથવા લીસી ચકરડીની બે બાજુ, તેમાં ઉલટી કઇ ને સૂલટી કઇ? છતાં અહિંસાને સાધન ગણીએ, સત્યને સાધ્ય ગણીએ. સાધન આપણા હાથની વાત છે. તેથી અહિંસા પરમધર્મ થઇ, સત્ય પરમેશ્વર થયું. સાધનની ફિકર કર્યા કરશું તો સાધ્યના દર્શન કોઇક દિવસ તો કરશું જ. આટલો નિશ્ચય કર્યો કે જગ જીત્યા; આપણા માર્ગમાં ગમે તે સંકટો આવે, બાહ્ય દ્રષ્ટિએ જોતાં આપણી ગમે તેટલી હાર થતી જોવામાં આવે, છતાં આપણે વિશ્વાસ ન છોડતાં એકજ મંત્ર જપીએ-સત્ય છે, તેજ છે, એજ એક પરમેશ્વર તેનો સાક્ષાત્કાર કરવાનો એકજ માર્ગ, એકજ સાધન તે અહિંસા તેને કદી નહિ છોડું. જે સત્યરૂપ પરમેશ્વરને નામે આ પ્રતિજ્ઞા કરી છે તેનું પાલન કરવાનું છે. બળ આપો."

---

# બ્રહ્મચર્યની સાધના

તા. ૧૭–૮–૩૦ ના બ્રહ્મચર્ય વિષે લખતાં ગાંધીજી યરવડા મંદિરમાંથી લખે છે " આપણા વ્રતોમાં ત્રીજુ વ્રત બ્રહ્મચર્યનું છે.

ખરૂં જોતાં બીજાં બધાં વ્રતો એક સત્યના વ્રતમાંથીજ ઉત્પન્ન થાય છે ને તેને અર્થે રહ્યાં છે. જે મનુષ્ય સત્યને વરેલ છે, તેનીજ ઉપાસના કરે છે, તે બીજી કોઇપણ વસ્તુની આરાધના કરે તો તે વ્યભિચારી ઠર્યો તો પછી વિકારની આરાધના ક્યાંથીજ કરાય ? જેની પ્રવૃતી માત્ર સત્યના દર્શન કરવાને અર્થે છે તે પ્રજોત્પતિ કાર્યમાં ને ગૃહસંસાર ચલાવવામાં કેમજ પડી શકે ? ભોગવિલાસથી કોઇને સત્ય જડયાનો આજલગી આપણી પાસે એક દાખલો નથી.

અથવા અહિંસાના પાલનને લઇએ તો તેનું પૂર્ણ પાલન બ્રહ્મચર્ય વિના અશકય છે. અહિંસા એટલે સર્વવ્યાપી પ્રેમ, જ્યાં પુરૂષે એક સ્ત્રીને કે સ્ત્રીએ એક પુરૂષને પોતાનો પ્રેમ આપ્યો તેની પાસે બીજાને અર્થે શું રહ્યું ? અને એનો અર્થજ એ થયો કે “ અમે બે પહેલાં ને બીજાં પછી ” પતિવ્રતા–સ્ત્રી પુરૂષને સારૂ ને પત્નિવ્રત–પુરૂષ–સ્ત્રીને સારૂં સર્વસ્વ હોમવા તૈયાર થશે. એટલે તેનાથી સર્વ વ્યાપી પ્રેમનું પાલન નજ થઇ શકે એ સ્પષ્ટ છે એનાથી આવી સૃષ્ટીને પોતાનું કુટુંબ નજ બનાવી શકાય. કેમકે તેની પાસે “ પોતાનું ” માનેલું એક કુટુંબ મોજુદ છે અથવા તૈયાર થઇ રહ્યું છે. તેની જેટલી વૃદ્ધી તેટલો સર્વવ્યાપી પ્રેમમાં વિક્ષેપ થાય છે. આવું થતું આપણે આખા જગતમાં જોઇ રહ્યાં છીએ. તેથી અહિંસા વ્રતનું પાલન કરનારથી વિવાહ ન થઇ શકે, વિવાહ બહારના વિકારોનું તો પૂછવું જ શું ?

ત્યારે જે વિવાહ કરી બેઠાં તેનું શું ? તેને સત્ય કોઇ દહાડો નહિં જડે ? તે સ્વાપર્ણ કોઇ દહાડો નહિં કરી શકે ? આપણે તેનો

રસ્તો કાઢ્યો છે વિવાહિતે અવિવાહિત જેવા થઇ જવું. આના જેવું આ દિશામાં સુંદર મેં બીજું કશું અનુભવ્યું નથી. આ સ્થિતિનો રસ જેણે ચાખ્યો છે તે સાક્ષી પુરી શકશે. આજે તો આ પ્રયોગની સફળતા સિદ્ધ થઇ કહી શકાય. વિવાહિત સ્ત્રીપુરૂષ એક બીજાને ભાઈ બ્હેન ગણતાં થઇ જાય એટલે બધી જંજાળમાંથી તે મુક્ત થયાં. જગતમાં રહેલી સ્ત્રીમાત્ર બ્હેન છે. માતા છે, દીકરી છે, એ વિચારજ માણસને એકદમ ઉંચે લઇ જનાર છે. બંધનમાંથી મુક્તિ આપનાર થઇ પડે છે. આમાં પતિપત્ની કંઇજ ખોતાં નથી. પણ પોતાની પૂંજીમાં વધારો કરે છે કુટુંબ વધારે છે. પ્રેમ પણ વિકારરૂપી મેલ કાઢવાથી વધારે છે. વિકાર જવાથી એક બીજાની સેવા વધારે સારી થઇ શકે છે. એક બીજાની વચ્ચે કંકાસ પ્રસંગ ઓછા થાય છે, જ્યાં સ્વાર્થી—એકાંગી પ્રેમ છે ત્યાં કંકાસને વધારે સ્થાન રહે છે.

ઉપરના પ્રધાન વિચાર કર્યા પછી કે હૃદયમાં ઠર્યાં પછી બ્રહ્મચર્યથી થતાં શારીરીક લાભ, વીર્ય લાભ વિ૦ બહુ ગૌણ થઇ પડે છે. ઇરાદા પૂર્વક ભોગવિલાસને ખાતર વિર્યહાની કરવી અને શરીરને નિચોવવું એ કેવી મૂર્ખાઇ ગણાય ? વીર્યનો ઉપયોગ બંનેની શારીરીકને માનસીક શક્તિ વધારવાને સારૂં છે. તેનો વિષય ભોગમાં ઉપયોગ કરવો તે તેનો અતિ દુરપયોગ છે. અને તેથી તે ઘણા રોગોનું મુળ થઇ પડે છે. આવું બ્રહ્મચર્ય મન, વચન અને કાયાથી પાળવાનું હોય. વ્રત માત્રનું એમજ સમજવું. જે શરીરને કાબુમાં રાખતો જણાય છે પણ મનથી વિકારોને પોષ્યા કરે છે. તે મુઢ અને મિથ્યાચારી હોય છે એમ આપણે ગીતામાં જોયું છે. સૌએ અનુભવ્યું હોય છે.

મનને વિકારી રહેવા દેવું ને શરીરને દબાવવાનો પ્રયત્ન કરવો તેમાં નુકશાનજ છે. જ્યાં મન છે ત્યાં શરીર છેવટે ઘસડાયા વિના નહિંજ રહે. અહીં એક ભેદ સમજી લેવાની આવશ્યકતા છે. મનને વિકારવશ થવા દેવું એ એક વાત છે; મન પોતાની મેળે, અનીચ્છા છતાં બળાત્કારે વિકારી થયા કરે એ જુદી વાત છે. એ વિકારોમાં આપણે સહાયભૂત ન થઇએ તો છેવટે જીતજ છે. શરીર હાથમાં રહે છે. પણ મન નથી રહેતું એવું આપણે ક્ષણે ક્ષણે અનુભવીએ છીએ. તેથી શરીરને તો તુરત કબજે લઇ મનને કબજે લેવાનો નિત્ય પ્રયત્ન કરવો, એટલે આપણે કર્તવ્ય પાલન કરી ચૂક્યા. મનને વશ થયા એટલે શરીરને મનનો વિરોધ થયો, મિથ્યાચારનો આરંભ થયો. મનોવિકારને દબાવ્યાજ કરીએ ત્યાં લગી બંને સાથે જનાર છે એમ કહેવાય.

"આ બ્રહ્મચર્યનું પાલન બહુ મુશ્કેલ, લગભગ અશક્ય માનવામાં આવ્યું છે. તેના કારણો શોધતાં એમ જોવામાં આવે છે કે આપણે બ્રહ્મચર્યનો સાંકડો અર્થ કર્યો છે. જનનેન્દ્રિય વિકારનો નિરોધ એટલે બ્રહ્મચર્યનું પાલન એમ ગણાયું. મને લાગે છે કે આ અધુરીને ખોટી વ્યાખ્યા છે. વિષય માત્રનો નિરોધ એજ બ્રહ્મચર્ય છે.

જે બીજી ઇંદ્રિયોને જ્યાં ત્યાં ભમવા દઈ એકજ ઇંદ્રિયને રોકવાનો પ્રયત્ન કરે તે નિષ્ફળ પ્રયત્ન કરે છે, એમાં શો શક છે? કાનથી વિલાસની વાતો સાંભળે, આંખથી વિકાર ઉત્પન્ન કરનારી વસ્તુ જુવે, જીભથી વિકારોત્તેજક વસ્તુના સ્વાદ કરે, હાથથી વિકારોત્તેજક વસ્તુના સ્પર્શ કરે ને જનનેન્દ્રિયને રોકવાનો ઇરાદો

રાખે એ તો અગ્નિમાં હાથ નાખ્યા પછી ન દાઝવાના પ્રયત્નો કર્યા બરાબર થયું–

તેથી જનનેન્દ્રિયને રોકવાનો નિશ્ચય કરે તેણે ઇંદ્રિયમાત્રને તેના વિકારોથી રોકવાનો નિશ્ચય કરેલો હોવોજ જોઇએ. બ્રહ્મચર્યની સંકુચિત વ્યાખ્યાથી નુકશાન થયું છે એમ મને હંમેશાં લાગ્યું છે. મારો તો દૃઢ અભિપ્રાય છે ને અનુભવ છે કે જો આપણે બધી ઇંદ્રિયોને એક સાથે વશ કરવાનો અભ્યાસ પાડીએ તો જનનેન્દ્રિયને વશ રાખવાનો પ્રયત્ન તુરત સફળ થઇ શકે, તોજ સફળ થાય. આમાં મુખ્ય વસ્તુ સ્વાદેન્દ્રિય છે. અને તેથીજ તેના સંયમને આપણે નોખું સ્થાન આપ્યું છે તે હવે પછી વિચારીશું.

બ્રહ્મચર્યનો મૂળ અર્થ સૌ યાદ કરે. બ્રહ્મચર્ય એટલે બ્રહ્મની સત્યની શોધમાં ચર્યા એટલે કે તેને લગતો આચાર. આ મૂળ અર્થમાંથી સર્વેન્દ્રિય સંયમ એ અર્થ નીકળે છે. માત્ર જનનેન્દ્રિય સંયમ એવો અધુરો અર્થ તો ભૂલીજ જઇએ."

---

## અસ્વાદવ્રત.

તા. ૨૪–૮–૩૦ ના અસ્વાદવ્રત વિષે ગાંધીજી લખે છેઃ–
"બ્રહ્મચર્યની સાથે બહુ નિકટ સંબંધ ધરાવતું આ વ્રત છે. મારો અનુભવ એવો છે કે આ વ્રતને પહોંચી વળાય તો બ્રહ્મચર્ય એટલે જનનેન્દ્રિય સંયમ સાવ સહેલો થઇ પડે. પણ આને વ્રતમાં નોખું સ્થાન નથી અપાતું, કારણ કે સ્વાદને મોટા મોટા મુનિવરો પણ જીતી નથી શકયા. આ તો માત્ર મારૂં અનુમાન છે. એમ હો યા ન હો,

આપણે આ વ્રતને નોખું સ્થાન આપ્યું છે તેથી તેનો વિચાર સ્વતંત્રપણે કરી લેવો ઘટે છે. અસ્વાદ એટલે સ્વાદ ન લેવો. સ્વાદ એટલે રસ. જેમ ઔષધ ખાતા આપણે તે સ્વાદિષ્ટ છે કે કેમ તેનો વિચાર ન કરતાં શરીરને તેની જરૂર છે એમ સમજી તેની માત્રામાંજ ખાઇએ છીએ. તેમજ અન્નનું સમજવું. અન્ન એટલે ખાદ્ય પદાર્થ માત્ર. દુધફળનો તેથી અહીં સમાવેશ છે. જેમ ઔષધ ઓછી માત્રામાં લીધું હોય તો અસર નથી કરતું અથવા થોડી કરે છે ને વધારે લીધું હોય તો હાની કરે છે, તેમજ અન્નનું છે. તેથી કોઇ પણ વસ્તુ સ્વાદ લેવા અર્થે ચાખવી એ વ્રતનો ભંગ છે. સ્વાદીલી લાગતી વસ્તુ વધારે લેવી એ તો ભંગ સહેજે થયો. શરીર તથા ઇંદ્રિયોને વશમાં રાખવાને બદલે તેના ગુલામ થઇ અપંગ જેવા રહીએ છીએ. એક અનુભવી વૈદ્યનું વચન છે કે જગતમાં તેણે એક પણ નીરોગી મનુષ્યને જોયો ન હતો. જરા પણ સ્વાદ થયો ત્યારે જ શરીર ભ્રષ્ટ થયું ને ત્યારથી જ ઉપવાસની આવશ્યકતા તે શરીરને સારૂ પેદા થઇ.

આ વિચારશ્રેણીથી કોઇએ ગભરાવાની જરૂર નથી. અસ્વાદવ્રતની ભયંકરતા જોઇ તે છોડવાની પણ જરૂર નથી. આપણે કોઇ વ્રત લઇએ છીએ ત્યારથી તે સંપૂર્ણતાએ પાળતા થઇ ગયા એવો અર્થ નથી. વ્રત લેવું એટલે તેનું સંપૂર્ણ પાલન કરવાનો પ્રયત્ન મન વચન કર્મથી મરણ લગી કરવો. અમૂક વ્રત મૂશ્કેલ છે તેથી તેની વ્યાખ્યા મોળી કરી મનને છેતરીએ નહિં, આપણી સગવડને સારૂ આદર્શને ઉતારવામાં અસત્ય છે આપણું પતન છે. આદર્શને સ્વતંત્રપણે જાણી તે ગમે તેટલો કઠિન હોય છતાં તેને પહોંચવાનો માથાતૂટ પ્રયત્ન કરવો એ પરમઅર્થ છે—પુરૂષાર્થ છે, પુરૂષનો અર્થ કેવળ નર ન કરતાં મૂળ અર્થ કરીએ: પુરમાં

શરીરમાં રહે તે પુરૂષ. આમ અર્થ કરતાં પુરૂષાર્થ શબ્દનો ઉપયોગ નરનારી બંને સારૂ થઇ શકે. જે મહાવ્રતોને સંપૂર્ણતાએ ત્રણે કાળ પાળવા સમર્થ છે તેને આ જગતમાં કંઈ કરવાપણું નથી. તે ભગવાન છે. તે મુક્ત છે. આપણે તો અલ્પ, મુમુક્ષુ, જીજ્ઞાસુ, સત્યનો આગ્રહ રાખનારા, તેની શોધ કરતા પ્રાણી છીએ. એટલે ગીતાની ભાષામાં ધીરે ધીરે પણ અતંદ્રિત રહી પ્રયત્ન કર્યા કરીએ. આમ કરશું તો કોઇક દિવસ પ્રભુપ્રસાદિને સારૂ લાયક થઇશું ને ત્યારે આપણા રસોમાત્ર બળી જશે.

અસ્વાદવ્રતનું મહત્વ જો સમજ્યા હોઇએ તો આપણે તેના પાલનને સારૂ નવો પ્રયત્ન કરીએ. તેને સારૂ ચોવીસે કલાક ખાવાના જ વિચારો કરવાની જરૂર નથી રહેતી. માત્ર સાવધાનીની, જાગૃતિની અતિ આવશ્યક્તા રહે છે. આમ કરવાથી થોડાજ સમયમાં આપણે ક્યાં સ્વાદ કરીએ છીએ અને ક્યાં કેવળ શરીરને પોષવા ખાઇએ છીએ એની ખબર પડી રહેશે, એ ખબર પડયા પછી આપણે દૃઢતાપૂર્વક સ્વાદો ઓછા કરતા જ જઇએ.

આ દૃષ્ટિએ વિચાર કરતાં સંયુક્ત પાક જે અસ્વાદવૃત્તિથી થતો હોય તે મદદગાર છે. ત્યાં આપણે રોજ શું ખાશું કે રાંધશું તેનો વિચાર નથી કરવો પડતો. પણ જે તૈયાર થયું હોય ને જે આપણે સારૂ ત્યાજ્ય ન હોય તે ઇશ્વરનો અનુગ્રહ માની મનમાં પણ તેની

ટીકા કર્યાં વિના સંતોષપૂર્વક શરીરને આવશ્યક હોય તેટલું ખાઇ શકીએ. સંયુક્ત પાક કરનારા આપણો બોજો હળવો કરે છે. આપણા વ્રતના તે રક્ષક બને છે. સ્વાદ કરાવવાની દૃષ્ટિથી તેઓ કંઇ તૈયાર નહિ કરે. કેવળ સમાજના શરીરના પોષણને સારૂજ પાક તૈયાર કરશે.

ખરૂં જોતાં આદર્શ સ્થિતિમાં અગ્નિનો તાપ ઓછામાં ઓછો અથવા મુદ્દલ નથી. સૂર્યરૂપી મહાઅગ્નિ જે વસ્તુઓ પકાવે છે તેમાંથીજ આપણું ખાદ્ય શોધવું જોઇએ. અને આમ વિચાર કરતાં મનુષ્યપ્રાણી કેવળ ફળાહારી છે એમ સિદ્ધ થાય છે. પણ એટલે ઉંડે ઉતરવાની અહીં આવશ્યકતા નથી. અહીં તો અસ્વાદવ્રત શું છે, તેમાં શી મુશ્કેલીઓ છે ને નથી, તથા તેનો બ્રહ્મચર્યપાલન સાથે કેટલો બધો નિકટ સંબંધ છે તેજ વિચારવાનુ હતું. આટલું મનમાં ઠસ્યા પછી સહુ યથાશક્તિ એ વ્રતને પહોંચી વળવા શુભ પ્રયત્ન કરે."

---

# સત્યાગ્રહનો પાંચમો સિદ્ધાંત

## અસ્તેય

મંગળપ્રભાત

હવે આપણે અસ્તેયવ્રત ઉપર આવીએ છીએ. ઊંડે ઊતરતાં

આપણે જોઇશું કે બધાં વ્રતો સત્ય અને અહિંસા અથવા સત્યના ગર્ભમાં રહ્યાં છે. તે આમ દર્શાવી શકાય :




કાંતો સત્યમાંથી અહિંસા ઘટાવીએ, અથવા સત્ય અહિંસાને જોડી ગણીએ. બન્ને એક જ વસ્તુ છે; છતાં મારું મન પહેલા તરફ ઢળે છે, ને છેવટની સ્થિતિ જોડીથી, દ્વંદ્વથી, અતીત છે. પરમ સત્ય એકલું ઊભે છે. સત્ય સાધ્ય, અહિંસા એક સાધન. અહિંસા શું છે એ જાણીએ છીએ; પાલન કઠિન છે. સત્યનો તો અંશ માત્ર જાણીએ છીએ; સંપૂર્ણતાએ જાણવું દેહીને સારુ કઠિન છે, જેમ અહિંસાનું સંપૂર્ણ પાલન દેહીને સારુ કઠિન છે.

અસ્તેય એટલે ચોરી ન કરવી. ચોરી કરે તે સત્ય જાણ્યું કે પ્રેમધર્મ પાળે એમ કોઇ નહિ કહે. છતાં ચોરીના દોષ આપણે સહુ

થોડેઘણે અંશે જાણેઅજાણે કરીએ છીએ. પારકાનું તેની રજા વિના લેવું એ તો ચોરી છે જ. પણ પોતાનું ગણાતું પણ માણસ ચોરે છે—જેમ એક બાપ પોતાનાં બાળકોને જાણ્યા વિના તેઓને ન જણાવવાને ખાતર છાનેમાનો કંઇ વસ્તુ ખાઇ જાય છે. આશ્રમનો કોઠાર આપણો બધાંનો છે એમ કહેવાય: પણ તેમાંથી છાનેમાને જે ગોળની ગાંગડી પણ લે છે તે ચોર છે. એક બાળક બીજાની કલમ લે છે તે ચોરી કરે છે. ભલે સામેનો માણસ જાણે છતાં કંઇ વસ્તુ તેની રજા વિના લેવી એ પણ ચોરી છે. વસ્તુ કોઇની નથી એમ માનીને લેવી એમાં પણ ચોરી છે; એટલે કે રસ્તે જડી ગયેલી વસ્તુના આપણે માલિક નથી પણ તે પ્રદેશનો રાજા અથવા તે પ્રદેશનું તંત્ર છે. આશ્રમની નજીક મળેલી કંઇ પણ વસ્તુ આશ્રમના મંત્રીને સોંપવી જોઇએ. મંત્રી જો તે આશ્રમની ન હોય તો સિપાઇને હવાલે કરે.

આટલે લગી તો સમજવું પ્રમાણમાં સહેલું જ છે. પણ અસ્તેય આથી બહુ આગળ જાય છે. કોઇ વસ્તુ લેવાની આપણને આવશ્યકતા નથી, છતાં તે જેના કબજામાં હોય તેની પાસેથી તેની ભલે રજા મેળવીને પણ લેવી એ ચોરી છે. ન જોઇતી એક પણ વસ્તુ લેવી ન જોઇએ. આવી ચોરી જગતમાં વધારે ને વધારે ખાવાના પદાર્થો વિષે થાય છે. મને અમુક ફળની હાજત નથી

છતાં લઉં છું, તો તે ચોરી છે. કેટલી હાજત વસ્તુતઃ છે એ માણસ હંમેશાં જાણતો નથી, ને ઘણાંખરાં આપણે બધાં આપણી હોવી જોઇએ તેના કરતાં વધારે હાજત કરી મૂકીએ છીએ તેથી આપણે અજાણે પણ ચોર બનીએ છીએ. વિચાર કરતાં આપણે જોઇશું કે આપણી ઘણી હાજતો આપણે સંકેલી શકીએ છીએ. અસ્તેયનું વ્રત પાળનાર ઉત્તરોત્તર પોતાની હાજત ઓછી કરશે. આ જગતમાં ઘણી કંગાલિયત અસ્તેયના ભંગથી પેદા થઇ છે.

ઉપર બતાવી તે બધી બાહ્ય અથવા શારીરિક ચોરી કહીએ. આથી સૂક્ષ્મ, અને આત્માને નીચે પાડનારી કે રાખનારી ચોરી તે માનસિક છે. મનથી આપણે કોઇની વસ્તુ મેળવવાની ઇચ્છા કરી કે તેની ઉપર એંઠી નજર કરી તે ચોરી છે મોટાં કે બાળક સારી વસ્તુ જોઈ લલચાઇએ તે માનસિક ચોરી છે. અપવાસી શરીરથી તો નથી ખાતો. પણ બીજાને ખાતા જોઇ મનથી સ્વાદ સેવે છે તે ચોરી કરે છે, ને પોતાના અપવાસનો ભંગ કરે છે. જે અપવાસી અપવાસ તોડતાં ખાવાના વિચારો ગોઠવ્યા જ કરે છે તે અસ્તેયનો અને અપવાસનો ભંગ કરે છે એમ કહી શકાય. અસ્તેયવ્રત પાળનાર ભવિષ્યમાં મેળવવાની વસ્તુના વિચારના વમળમાં નહિ પડે. ઘણી ચોરીઓના મૂળમાં આ એંઠી ઇચ્છા રહેલી જોવામાં આવશે. આજે જે વિચારમાત્રમાં રહી છે તે મેળવવાને આવતી કાલે આપણે સારા નરસા ઉપાયો યોજવા મંડી જઇશું.

અને જેમ વસ્તુની ચોરી થાય છે તેમ વિચારની ચોરી પણ થાય છે. અમુક સારો વિચાર પોતાનામાં ન ઉદ્‌ભવ્યો હોય છતાં પોતેજ પ્રથમ કર્યો એમ જે અહંકારમાં કહે છે તે વિચારની ચોરી કરે છે. આવી ચોરી ઘણા વિદ્વાનોએ પણ દુનિયાના ઇતિહાસમાં કરી છે. ને આજ ચાલ્યા કરે છે. ધારો કે મેં આંધ્રમાં નવી જાતનો રેંટિયો જોયો; એવો રેંટિયો મેં આશ્રમમાં બનાવ્યો ને પછી કહ્યું કે આ તો મારી શોધ છે. આમાં મેં સ્પષ્ટ રીતે બીજાએ કરેલી શોધની ચોરી કરી છે, અસત્ય તો આચર્યું છે જ.

એટલે અસ્તેયવ્રતનું પાલન કરનારે બહુ નમ્ર, બહુ વિચારશીલ, બહુ સાવધાન, બહુ સાદા રહેવું પડે છે.

૧૯—૮—'૩૦, ય. મં.

---

# અપરિગ્રહ

તા. ૭—૯—૩૦ના અપરિગ્રહવ્રત વિષે લખતાં ગાંધીજી યરવડા "મંદિર" માંથી લખે છે; અપરિગ્રહ અસ્તેયને લગતું ગણાય. જે મૂળમાં ચોરી નથી તે અનાવશ્યક એકઠું કરવાથી ચોરીના માલ જેવું થઇ જાય છે. પરિગ્રહ એટલે સંચય અથવા એકઠું કરવું. સત્ય શોધક—અહિંસક પરિગ્રહ ન કરી શકે. પરમાત્મા પરિગ્રહ કરતો નથી, તેને "જોઇતી" વસ્તુ તે રોજની રોજ પેદા કરે છે. એટલે જો

આપણે તેની ઉપર વિશ્વાસ રાખીએ તો સમજીએ કે આપણને જોઈતી વસ્તુ તે રોજની રોજ આપે છે, આપશે. ઓલિયા ભકતોનો આ અનુભવ છે. તે રોજના પૂરતું જ રોજ પેદા કરવાના ઈશ્વરી નિયમને આપણે જાણુતા નથી અથવા જાણુતાં છતાં પાળતા નથી, તેથી જગતમાં વિષમતા ને તેથી થતાં દુઃખો અનુભવીએ છીએ. **ધનાઢયને ત્યાં** તેને ન જોઈતી વસ્તુઓ ભરી હોય છે, રખડી જાય છે, બગડી જાય છે; **જ્યારે તેને અભાવે કરોડો રવડે છે, ભુખે મરે છે, ટાઢે ઠરે છે.** સહુ પોતાને જોઈતો જ સંગ્રહ કરે તો કોઈને તંગી ન આવે ને સહુને સંતોષ રહે, આજ તો બંને તંગી અનુભવે છે.—કરોડપતિ અજબપતિ થવા મથે છે, તોયે તેને સંતોષ નથી રહેતો. કંગાલ કરોડપતિ થવા ઈચ્છે છે. કંગાલને પેટ પૂરતું જ મળવાથી સંતોષ પેદા થતો જોવામાં નથી આવતો પણુ કંગાલને પેટપૂરતું મેળવવાનો અધિકાર છે, અને સમાજનો તેને તેટલું મેળવતો કરવાનો ધર્મ છે. તેથી તેના અને પોતાના સંતોષને ખાતર ધનાઢયે પહેલ કરવી ઘટે, તે પોતાનો અત્યંત પરિગ્રહ છોડે તો કંગાલને પોતા પૂરતું સહેજે મળી રહે ને બંને પક્ષ સંતોષનો પાઠ શીખે.

"આદર્શ–આત્યંતિક અપરિગ્રહ તો મનથી અને કર્મથી જે દિગંબર છે તેનો જ હોય, એટલે કે તે પક્ષીની જેમ ઘર વિનાનો, વસ્તુ વિનાનો અને અન્ન વિનાનો વિચરશે. અન્ન તો તેને રોજ

જોઇશે ને ભગવાન આપી રહેશે. પણ આ અવધુત સ્થિતિને તો કોક જ પહોંચી શકે. આપણે સામાન્ય કોટિના સત્યાગ્રહી જિજ્ઞાસુ આદર્શને ધ્યાનમાં રાખીને જેમ બને તેમ નિત્ય આપણો પરિગ્રહ તપાસીએ ને ઓછો કરતા જઇએ. ખરા સુધારાનું, ખરી સભ્યતાનું લક્ષણ પરિગ્રહનો વધારો નથી પણ તેનો વિચાર-અને-ઇચ્છાપૂર્વક ઘટાડો છે. જેમ જેમ પરિગ્રહ ઓછો કરીએ તેમ તેમ ખરું સુખ ને ખરો સંતોષ વધે છે, સેવાશક્તિ વધે છે. આમ વિચારતા ને વર્તતા આપણે જોઇશું કે આપણે આશ્રમમાં ઘણો સંગ્રહ એવો કરીએ છીએ કે જેની આવશ્યકતા સિદ્ધ નહિ કરી શકીએ, અને એવા અનાવશ્યક પરિગ્રહથી પડોશીને ચોરી કરવાની લાલચમાં ફસાવીએ છીએ. અભ્યાસથી મનુષ્ય પોતાની હાજતો ઘટાડી શકે છે, ને જેમ ઘટાડતો જાય છે તેમ તે સુખી, શાંત અને બધી રીતે આરોગ્યવાન થાય છે.

"કેવળ સત્યની—આત્માની દૃષ્ટિએ વિચારતાં શરીર પણ પરિગ્રહ છે, ભોગેચ્છાથી આપણે શરીરનું આવરણ ઉભું કર્યું છે ને તેને ટકાવી રાખીએ છીએ, ભોગેચ્છા અત્યંત ક્ષીણ થાય તો શરીરની હાજત મટે, એટલે મનુષ્યને નવું શરીર ધારણ કરવાપણું ન રહે, આત્મા સર્વવ્યાપક હોઇ શરીરરૂપી પાંજરામાં કેમ પૂરાય? એ પાંજરાને ટકાવવા સારૂ અનર્થો કેમ કરે? બીજાને કેમ હણે? આમ વિચાર કરતાં આપણે આત્યંતિક ત્યાગને પહોંચીએ છીએ, અને

શરીર છે ત્યાં લગી તેનો ઉપયોગ કેવળ સેવાને અર્થે કરતાં શીખીએ છીએ, તે એટલે લગી કે તેનો ખરો ખોરાકજ સેવા થઇ પડે છે. તે ખાય છે, પીએ છે, સૂએ છે, બેસે છે, જાગે છે, ઉંઘે છે તે બધું સેવાને જ અર્થે આમાંથી ઉત્પન્ન થતું સુખ ખરૂં સુખ છે, ને આમ કરતાં મનુષ્ય છેવટે સત્યની ઝાંખી કરશે, આ દૃષ્ટિએ આપણે સહુ આપણો પરિગ્રહ વિચારી લઇએ.

"આટલું યાદ રાખવા યોગ્ય છે કે જેમ વસ્તુનો તેમ વિચારનો પણ અપરિગ્રહ હોવો જોઇએ. જે મનુષ્ય પોતાના મગજમાં નિરર્થક જ્ઞાન ભરી મૂકે છે તે પરિગ્રહી છે, જે વિચાર આપણને ઇશ્વરથી વિમુખ રાખે અથવા ઇશ્વરપ્રતિ ન લઇ જતા હોય તે બધા પરિગ્રહમાં ખપે ને તેથી ત્યાજ્ય છે, આની વ્યાખ્યા ભગવાને ૧૩મા અધ્યાયમાં જ્ઞાનની આપી છે. તે આ પ્રસંગે વિચારી જવી ઘટે છે. અમાનિત્વ ઇ. ને ગણાવીને કહી દીધું કે તેની બહારનું જે બધું તે અજ્ઞાન છે, આ ખરૂં વચન હોય—ને એ ખરૂં છે જ તો આજે આપણે ઘણું જે જ્ઞાનને નામે સંઘરીએ છીએ તે અજ્ઞાન જ છે ને તેથી લાભને બદલે હાનિ થાય છે, મગજ ભમે છે, છેવટે ખાલી થાય છે. અસંતોષ ફેલાય છે, અને અનર્થો વધે છે, આમાંથી કોઇ મંદતાને તો નહિજ ઘટાવે. પ્રત્યેક ક્ષણ પ્રવૃત્તિમય હોવી જોઇએ, પણ તે પ્રવૃત્તિ સાત્વિક હોય, સત્ય તરફ લઇ જનારી હોય. જેણે સેવાધર્મ સ્વીકાર્યો છે તે એક

ક્ષણ પણ મંદ રહી શકે જ નહિ. અહીં તો સારા નરસાનો વિવેક શીખવાનો છે. સેવાપરાયણને એ વિવેક સહજ પ્રાપ્ત છે."

---

# અભય–શૂરાનો મારગ

તા. ૧૪–૯–૩૦ ના અભયવ્રત વિષે લખતાં ગાંધીજી યરવડા "મંદિર" માંથી લખે છે:—

"આની ગણના, ૧૬ મા અધ્યાયમાં દૈવી સંપદનું વર્ણન કરતાં ભગવાને પહેલી કરી છે; એ શ્લોક બેસાડવાને ખાતર હશે, કે અભયને પ્રથમ સ્થાન હોવું જોઇએ તેથી, એ વિવાદમાં હું નહિ ઉતરૂં. એનો નિર્ણય કરવાની મારામાં યોગ્યતા પણ નથી. મારી મતિ પ્રમાણે અભયને અનાયાસે પ્રથમ સ્થાન મળ્યું હોય તોયે તેને તે યોગ્યજ છે. અભય વિના બીજી સંપત્તિઓ ન સાંપડે. અભય વિના સત્યની શોધ કેમ થાય? અભય વિના અહિંસાનું પાલન કેમ થાય? "હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જોને." સત્ય એજ હરિ, એજ રામ, એજ નારાયણ, એજ વાસુદેવ. કાયર એટલે ભયભીત બીકણો. શૂરો એટલે ભયયુક્ત, તલવારાદિથી ફસેલો નહિ. તલવાર શૂરાની સંજ્ઞા નથી. બીકની નિશાની છે.

" અભય એટલે બાહ્ય ભયમાંથી મુક્તિ. પોતાનો ભય, ધનમાલ લુંટાવાનો ભય, કુટુંબપરિવાર વિષેનો ભય, શસ્ત્રપ્રહારનો ભય, એમ ભયની વંશાવળી જેટલી લંબાવીએ તેટલી લંબાવી શકાય. એક માત્ર મોતનો ભય જિત્યો એટલે બધા ભય જિત્યા એમ સામાન્ય રીતે કહેવાય છે. પણ એ બરોબર નથી લાગતું. ઘણા મોતનો ભય છોડે છે, છતાં નાના પ્રકારનાં દુઃખોથી નાસે છે. કોઇ કરવા તૈયાર હોય છે; પણ સગાંવહાલાંનો વિયોગ સહન નથી કરતાં. કોઇ પણ કૃપણ આ બધું જતું કરશે, દેહ જતો કરશે, પણ એકઠું કરેલું ધન છોડતા હેબતાઇ જશે. કોઇ પોતે માનેલી આબરૂ પ્રતિષ્ઠા સાચવવા અનેક કાળાંધોળાં કરવા તૈયાર થશે ને કરશે. જગતની નિંદાના ભયથી કોઇ સીધો માર્ગ જાણતાં છતાં તે લેતા ખંચકાશે. સત્યની શોધ કરનારે આ બધા ભયોને તજ્યેજ છૂટકો. હરિશ્ચંદ્રની જેમ પાયમાલ થવાની તેની તૈયારી હોવી જોઇએ. હરિશ્ચંદ્રની કથા ભલે કાલ્પનિક હોય, પણ આત્માર્થી માત્રનો અનુભવ છે. એટલે એ કથાની કિંમત કોઇ ઐતિહાસિક કથા કરતાં અનંતગણી છે ને આપણે સારૂ સંઘરવા, મનન કરવાયોગ્ય છે.

" આ વ્રતનું સર્વથા પાલન અશકય છે. ભયમાત્રથી તો મુક્તિ જેને આત્મસાક્ષાત્કાર થયો હોય તેજ પામી શકે. અભય અમર છે, સ્થિતિની પરાકાષ્ઠા છે. નિશ્ચય કરવાથી, સતત પ્રયત્ન કરવાથી, અને

અભય ઉપરથી શ્રદ્ધા વધવાથી અભયની માત્રા વધી શકે. મેં આરં-ભમાંજ કહ્યું કે આપણે બધા બાહ્ય ભયોથી મુક્તિ મેળવવી છે. અંતરમાં જે શત્રુ રહ્યા છે તેનાથી તો ડરીનેજ ચાલવાનું છે. કામ-ક્રોધાદિનો ખરો ભય છે. એને જિતી લઇએ તો બાહ્ય ભયોનો ઉપદ્રવ એની મેળે મટે. ભયમાત્ર દેહને લઇને છે. દેહ ઉપરનો રાગ ટળે તો સહેજે અભય પ્રાપ્ત થાય.

"આમ વિચાર કરતાં આપણે જોઇ શકીએ છીએ કે ભયમાત્ર આપણી કલ્પનાની સૃષ્ટિ છે. પૈસામાંથી, કુટુંબમાંથી, શરીરમાંથી "મારા"પણું કાઢી નાંખીએ એટલે ભય ક્યાં છે? "**तेन त्यक्तेन भुंजी थाः**" એ રામબાણ વચન છે. કુટુંબ પૈસા દેહ જેવાને તેવા રહે; તેને વિષેની આપણી કલ્પના બદલવી રહી. એ "આપણાં" નથી, એ "મારાં" નથી, એ ઇશ્વરનાં છે. 'હું પણ તેનો છું' 'મારૂં' એવુ આ જગતમાં કાંઇજ નથી. પછી મને ભય શાને વિષે હોઇ શકે? તેથી ઉપનિષત્કારે કહ્યું તેનો ત્યાગ કરીને તે ભોગવ. એટલે આપણે તેના માલીક મટી કેવળ રખેવાળ થઇએ. જેના વતી રખેવાળ રહીએ તે તેની રક્ષા કરવા પૂરતી શક્તિ અને સામગ્રી આપી દેશે. આમ સ્વામી મટીને સેવક થઇએ, શૂન્યવત્ થઇ રહીએ તો સહેજે ભયમાત્ર જિતીએ; સહેજે શાંતિ મેળવિયે સત્યનારાયણનાં દર્શન કરીએ."



# હિંદુધર્મનો સડો

તા. ૨૧–૯–૩૦ ના અસ્પૃશ્યતા નિવારણ વિષે લખતાં ગાંધીજી "યરવડા મંદિર" થી લખે છે: " આ વ્રત પણ અસ્વાદ વ્રતની જેમ નવું છે અને કંઇક વિચિત્ર પણ લાગે. જેટલું વિચિત્ર છે તેના કરતાં વધારે આવશ્યક છે. અસ્પૃશ્યતા એટલે આભડછેટ, તે અખા ભગતે ઠીક ગાયું છે કે "આભડછેટ અદકેરૂં અંગ". એ જ્યાં ત્યાં ધર્મમાં ધર્મને નામે કે બહાને વિઘ્ન ઘાલ્યાં જ કરે છે અને ધર્મને કલુષિત કરે છે. જો આત્મા એકજ છે, ઇશ્વર એકજ છે તો અસ્પૃશ્ય કોઇ નથી. જે રીતે ઢેડભંગીને અસ્પૃશ્ય ગણવામાં આવે છે પણ અસ્પૃશ્ય નથી, તે રીતે મૃતદેહ પણ અસ્પૃશ્ય નથી. એ માન અને કરૂણાને પાત્ર છે. મૃતદેહનો સ્પર્શ કરી કે તેલ ચોળી અથવા હજામત કરી કરાવી નાહીએ છીએ તો તે કેવળ આરોગ્યની દૃષ્ટીએ. મૃતદેહનો સ્પર્શ કરી કે તેલ ચોળી ચોળાવી ન નહાય તે ભલે ગંદો કહેવાય; તે પાતકી નથી, પાપી નથી. એમ તો ભલે માતા બચ્ચાનું મેલું ઉપાડયા પછી સ્નાન ન કરે અથવા હાથપગ ન ધુએ ત્યાં લગી અસ્પૃશ્ય હોય, પણ બચ્ચું ગેલ કરતું તેને અડશે તો તે નથી અભડાવાનું કે નથી તેનો આત્મા મલિન થવાનો. પણ જો તિરસ્કાર

રૂપે ભંગી, ઢેડ, ચમાર ઇત્યાદિ નામે ઓળખાય છે એ તો જન્મે અસ્પૃશ્ય ગણાય છે. ભલે તેણે સેંકડો સાબુથી વર્ષો લગી શરીર ચોળ્યું હોય, ભલે તે વૈષ્ણવનો પોષાક પહેરે, માળાકંઠી રાખે. ભલે તે ગીતાપાઠ રોજ કરે ને ધંધો લેખકનો કરે તોયે અસ્પૃશ્ય છે. આમ જે ધર્મ મનાય કે આચરાય તે ધર્મ નથી, અધર્મ છે, ને નાશને યોગ્ય છે. આપણે અસ્પૃશ્યતાનિવારણને વ્રતનું સ્થાન આપીને એમ માનીએ છીએ કે અસ્પૃશ્યતા હિંદુધર્મનું અંગ નથી, એટલુંજ નહિ પણ એ હિંદુધર્મમાં પેસી ગયેલો સડો છે, વહેમ છે, પાપ છે, ને તેનું નિવારણ કરવું પ્રત્યેક હિંદુનો ધર્મ છે, તેનું પરમ કર્તવ્ય છે. તેથી જે તેને પાપ માને છે તે તેનું પ્રાયશ્ચિત કરે, અને કંઇ નહિ તો પ્રાયશ્ચિત રૂપે પણ ધર્મ સમજીને સમજદાર હિંદુ પ્રત્યેક અસ્પૃશ્ય ગણાતા ભાઇ બહેનને અપનાવે, તેનો હેતે સેવાભાવે સ્પર્શ કરે, સ્પર્શ કરી પોતાને પાવન થયેલ માને, અસ્પૃશ્યનાં દુઃખો દૂર કરે, વર્ષો થયાં તેને કચરી નાખવામાં આવેલ છે તેથી તેનામાં જે અજ્ઞાનાદિ દોષો પેસી ગયા છે તે ધીરજ પૂર્વક દુર કરવામાં તેને મદદ કરે, અને આમ બીજા હિંદુને કરવા મનાવે, પ્રેરે. આ દૃષ્ટિએ અસ્પૃશ્યતાને નિહાળતાં તેને દુર કરવામાં જે ઐહિક કે રાજનૈતિક પરિણામો રહ્યાં છે તેને વ્રતધારી તુચ્છ ગણશે. તે કે તેવું પરિણામ આવો અથવા ન આવો, છતાં અસ્પૃશ્યતા નિવારણને વ્રતરૂપે આચરનાર ધર્મ સમજી અસ્પૃશ્ય ગણતાને અપનાવશે. સત્યાદિ આચરતાં

આપણે ઐહિક પરિણામનો વિચાર ન કરીએ; સત્યાચરણીને તે વ્રત-ધારીને સારૂ એક યુક્તિ નથી. એ તો તેના દેહની સાથે જડાએલી વસ્તુ છે, તેનો સ્વભાવ છે. તેમ અસ્પૃશ્યતાનિવારણ તે વ્રતધારીને છે. આ અસ્પૃશ્યતાનું મહત્વ સમજાયા પછી આપણને માલુમ પડશે કે એ સડો કેવળ ઢેડભંગી ગણાતા વિષેજ દાખલ થઇ ગયો છે એમ નથી. સડાનો સ્વભાવ છે કે પ્રથમ રાઈના દાણા જેટલો લાગે છે, પછી પહાડનું સ્વરૂપ પકડે છે, ને છેવટે જેમાં પ્રવેશ કરે છે તેનો નાશ કર્યે રહે છે તેમ અસ્પૃશ્યતાનું છે. આભડછેટ વિધર્મી પ્રત્યે આવી છે, અન્ય સંપ્રદાયો પ્રત્યે આવી છે. એકજ સંપ્રદાયની વચ્ચે પણ પેસી ગઇ છે. તે એટલે સુધી કે કેટલાક તો અસ્પૃશ્યતાને પાળતા પાળતા પૃથ્વી ઉપર ભાર રૂપ થઇ પડયાં છે. પોતાનુંજ સંભાળતાં, પોતાને પંપાળતાં, નહાતા ધોતાં, ખાતાપીતાં નવરાજ થતાં નથી. ઇશ્વરને નામે ઇશ્વરને ભૂલી પોતાને પૂજતા થઇ ગયા છે. એટલે અસ્પૃશ્યતા નિવારણ કરનાર ઢેડભંગીને અપનાવીને સંતોષ નહિ માને; તે જીવમાત્રને પોતામાં નહિ જુવે ને પોતાને જીવમાત્રમાં નહિ હોમી દે ત્યાં લગી શાંત થશેજ નહિ. અસ્પૃશ્યતા નિવારવી એટલે જગત માત્રની સાથે મૈત્રી રાખવી, તેના સેવક થવું. આમ જોતાં અસ્પૃશ્યતા-નિવારણ અહિંસાની જોડી બની જાય છે, ને વસ્તુતઃ છે જ. અહિંસા એટલે જીવમાત્ર પ્રત્યે પૂર્ણ પ્રેમ. અસ્પૃશ્યતા નિવારણનો પણ એજ અર્થ છે. જીવમાત્રની સાથેનો ભેદ મટાડવો તે અસ્પૃશ્યતા નિવારણ.

આમ અસ્પૃશ્યતાને જોતાં તે દોષ થોડે ઘણે અંશે જગતમાં વ્યાપક છે ખરો. અહીં આપણે તેને હિંદુધર્મના સડા રૂપે વિચાર્યો છે, કેમકે તેણે હિંદુધર્મમાં ધર્મનું સ્થાન ઝડપ્યું છે, ને ધર્મને બહાને લાખો કે કરોડોની સ્થિતિ ગુલામના જેવી કરી મુકી છે."

---

# જાતમહેનત

તા. ૨૮–૯–૩૦ના કાગળમાં જાતમહેનતના વ્રત વિષે લખતાં મ૦ ગાંધીજી લખે છે:

'જાતમહેનત મનુષ્યમાત્રને સારૂ અનિવાર્ય છે, એ વાત મને પ્રથમ સોંસરવી ઉતરી. ટોલસ્ટોયના એક નિબંધ ઉપરથી એટલી સ્પષ્ટ આ વાતને જાણ્યા પહેલાં તેનો અમલ કરતો થઇ ગયો હતો. રસ્કિનનું "અન્ટુ ધીસ લાસ્ટ" વાંચ્યા પછી તુરત. જાતમહેનત અંગ્રેજી શબ્દ "બ્રેડ લેબર"નો અનુવાદ છે. "બ્રેડ લેબર"નો શબ્દશઃ તરજૂમો રોટીઃ ને સારૂઃ મજૂરી. રોટીને સારૂ પ્રત્યેક મનુષ્યે મજુરી કરવી જોઇએ. શરીર વાંકું વાળવું જોઇએ એ ઇશ્વરી નિયમ છે. એ મૂળ શોધ ટોલસ્ટોયની નથી પણ તેના કરતાં બહુ અપરિચિત રશિયન લેખક બોન્ડારેફની છે. તેને ટોલસ્ટોયે પ્રસિદ્ધ આપીને અપનાવી. આની ઝાંખી મારી આંખ ભગવદ્‌ગીતાના ત્રીજા અધ્યાયમાં કરે છે.

"યજ્ઞ કર્યા વિના જે ખાય છે તે ચોરીનું અન્ન ખાય છે," એવો કઠિન શાપ અયજ્ઞને છે. અહીં યજ્ઞનો અર્થ જાતમહેનત અથવા રોટીમજુરીજ શોભે છે, ને મારા મત પ્રમાણે સંભવે છે.

"એ ગમે તેમ હો. આ આપણી આ વ્રતની ઉત્પત્તિ છે. બુદ્ધિ પણ એ વસ્તુ ભણી આપણને લઈ જાય છે. મજુરી ન કરે તેને ખાવાનો શો અધિકાર હોય? બાઇબલ કહે છેઃ "તારી રોટી તું તારો પસીનો રેડીને કમાજે ને ખાજે." કરોડપતિ પણ જો પોતાને ખાટલે આળોટયાં કરે ને તેના મોંમાં કોઇ ખાવાનું મૂકે ત્યારે તે ખાય તો તે લાંબો વખત ખાઇ નહિ શકે. તેને તેનો રસ પણ નહી રહે. તેથી તે વ્યાયામાદિ કરીને ભૂખ નિપજાવે છે, ને ખાય છે તો પોતાનાંજ હાથ મોં હલાવીને. જો આમ કોઇક રીતે અંગકસરત રાય રંક બધાને કરવીજ પડે છે, તો રોટી પેદા કરવાનીજ કસરત સહુ કાં ન કરે? એ પ્રશ્ન સહેજે પેદા થાય છે. ખેડુતને હવા લેવાનું કે કસરત કરવાનું કોઇ કહેતું નથી. અને દુનિયાના નેવું ટકા કરતાં પણ વધારે માણસોનો નિર્વાહ ખેતીથી ચાલે છે, આનું અનુ-કરણ બાકીના દશ ટકા કરે તો જગતમાં કેટલું સુખ, કેટલી શાન્તિ ને કેટલું આરોગ્ય ફેલાય? અને ખેતીની સાથે બુદ્ધિ ભળે, એટલે ખેતીને અંગે રહેલી ઘણીખરી હાડમારીઓ સહેજે દુર થાય. વળી જાતમહેનતના આ નિરપવાદ કાયદાને સહુ માન આપે તો

ઉચ્ચનીચનો ભેદ ટળી જાય. અત્યારે તો જ્યાં ઉચ્ચનીચતાની ગંધ પણ ન હતી, ત્યાં એટલે વર્ણવ્યવસ્થામાં એ પેસી ગઇ છે. માલિક મજુરનો ભેદ સર્વવ્યાપક થઇ પડયો છે ને ગરીબ ધનિકની અદેખાઇ કરે છે. જો સહુ રોટી પૂરતી મજુરી કરે તો ઉચ્ચનીચનો ભેદ નીકળી જાય; ને પછી પણ ધનિકવર્ગ રહેશે તે પોતાને માલિક નહિ માને, પણ પોતાને તે ધનના કેવળ રખેવાળ કે ટ્રસ્ટી માનશે, ને તેનો ઉપયોગ મુખ્યત્વે કેવળ લોકસેવા અર્થે કરશે. જેને અહિંસાનું પાલન કરવું છે, સત્યની આરાધના કરવી છે, બ્રહ્મચર્યને સ્વાભાવિક બનાવવું છે તેને તો જાતમહેનત રામબાણ રૂપ થઇ પડે છે.

આ મહેનત ખરૂં જોતા તો ખેતી જ છે. પણ સહુ તે નથી કરી શકતા એવી અત્યારે તો સ્થિતિ છેજ, એટલે ખેતીના આદર્શને ધ્યાનમાં રાખીનેય ખેતી ખેતીની અવેજીમાં માણસ ભલે બીજી મજુરી કરે, એટલે કે કાંતવાનો, વણવાની, સુતારની, લુહારની ઇ. ઇ. સહુએ પોતપોતાના ભંગી તો થવુંજ જોઇએ. ખાય છે તેને મળ ત્યાગ તો કરવાનોજ છે. મળત્યાગ કરે તેજ પોતાના મળને દાટે, એ ઉત્તમ વસ્તુ છે. એ નજ બની શકે તો સહુ કુટુંબ પોતાનું કામ કરે. જ્યાં ભંગીનો નોખો વર્ગ કલ્પ્યો છે ત્યાં કંઇક મહાદોષ પેસી ગયો છે, એમ મને તો વર્ષો થયાં લાગ્યું છે. આ અવશ્યક

આરોગ્યપોષક કામને હલકામાં હલકું પ્રથમ કોણે ગણ્યું હશે તેનો ઇતિહાસ આપણી પાસે નથી. જેણે ગણ્યું હશે તેણે આપણી ઉપર ઉપકાર તો નથીજ કર્યો આપણે બધા ભંગી છીએ એ ભાવના આપણા મનમાં બચપણથીજ ઠસવી જોઇએ. અને એ ઠસાવવાને સહેલામાં સહેલો રસ્તો એ છે કે જે સમજ્યા છે તે જાતમહેનતનો આરંભ પાયખાના સાફ કરવાથી કરે. આમ જ્ઞાનપુર્વક કરશે તે તેજ ક્ષણથી ધર્મને જુદી ને ખરી રીતે સમજતો થશે. બાળક બુઢ્ઢા અને રોગથી અપંગ થએલા મજુરી ન કરે તેને કોઇ અપવાદ ન સમજે બાળક માતામાં શમાય છેઃ જો આ કાયદાનો ભંગ ન થતો હોય તો બુઢ્ઢા અપંગ ન થાય, ને રોગ તો હોયજ શાને ?"

---

# પૂર્ણ સ્વરાજ્યની વ્યાખ્યા

## परिशिष्ट अ

તા. ૬ ઠી માર્ચે દિલ્હીમાં પત્રકારોની મંડળીને જવાબ આપતાં ગાંધીજીએ કેટલીક અગત્યની બાબતોનો ખુલાસો કીધો હતોઃ—

ગાંધીજીએ વર્તમાનપત્રના પ્રતિ[illegible] આપ્યો કે પૂર્ણ " સ્વરાજ " એટલે સંપૂર્ણ સ્વતંત્રતા—ના અર્થ ઇંગ્લાંડ જેવી કોઇપણ પ્રજા સાથેનો સંબંધ તોડી નાંખવાનો થતો નથી.

હિંદુસ્થાન પરસ્પરના લાભને માટે બીજા રાજ્ય સાથે સંબંધ રાખી શકે છે અને તેમ થાય તો હિંદુસ્થાન શહેનશાહતમાં પણ રહી શકે છે.

લોકો ઇંગ્લાંડ માટે એમ માનવાની ના પાડે છે કે, તેનો સંબંધ અરસપરસ લાભનો હોઇ શકે. આથી લોકો પૂર્ણ "સ્વરાજ" નો અર્થ બ્રીટન સાથનો સંબંધ તોડી નાંખવાનો કરે છે. મારા કેટલાક ગોઠીયાનું પણ તેવુંજ માનવું છે, પણ હું સમાનતાના સ્વપ્ના સેવનારો છું.

સવાલ–"સ્વરાજ" ભોગવતાં હિંદુસ્થાન પર બોલશેવીકો હલ્લો લાવે તેમ માનો છો કે?

ગાંધીજી–અમો અમારા પાડોશીઓ પર વિશ્વાસ રાખીએ છીએ હિંદમાં સોવીએટ મતનો પ્રચાર કરવા માટે, અહીં સોવીએટને હુમલો કરવાની જરૂર પડશે નહિ."

કરાંચી કોંગ્રેસ સંપૂર્ણ સ્વતંત્રતાના આદર્શનો ઠરાવ ન કરી શકે તેવું મારી સમજુતીમાં કશું પણ નથી. અમે જો ગોળમેજી પરીષદમાં પણ સંપૂર્ણ સ્વતંત્રતા માટે ન લડીએ તો–અમારી હસ્તીની ના પાડવા બરાબર ગણાય.

ગાંધીજીએ ગોળમેજી યોજનાના "અંકુશો" સામે લડત ચલા-

વવાની ખાત્રી આપતાં જણાવ્યું કે રક્ષણ અને નાણાં સંબંધી "અંકુશો" હિંદ ઉપર બીન જરૂરી બોજો લાદનારા છે. લઘુમતીનો "અંકુશ" વાજબી હતો. તેમ હિંદની નાણાં સંબંધી આંટ અને વેપારી ખીલવણી માટેના "અંકુશો" વાજબી હતા !

હિંદના દેવાનો ઇન્કાર કરવાનું અમોએ જણાવ્યુંજ નથી.

જે દેવું કાયદેસર હિંદને ખાતે ઉધારી શકાય, તે કરજ નવું હિંદ આપવા તૈયાર રહેશે.

હિંદ અને ઈગ્લાંડ વચ્ચે કંઇ વાંધો પડતાં લવાદ મારફતે કરજની જરૂરીયાતની તપાસ થઇ શકશે.

મહાત્માજીએ આગળ ચાલતાં જણાવ્યું હતું કે હું એ દિવસની આતુરતાથી રાહ જોઉં છું કે જ્યારે સમાન દરજ્જાવાળા ત્રીસ કરોડ હિંદીઓનું મધ્ય મથક લંડન મટી દિલ્હી થાય, હું માનું છું કે બ્રીટન પ્રજા વ્યવહારૂ અને પોતાને માટે છુટાપણાના ચાહનાર છે. હવે તેમણે એક પગલું આગળ વધી બીજાઓને છુટાપણું આપવાનું છે.

મહાત્માજીએ કબુલ કર્યું કે હું જે સમાનતા ઇચ્છું છું તેમાં હિંદ ઇચ્છે તો તેને બ્રીટનથી જુદા પાડવાનો હક હોવો જોઇએ.

સ–તમે ઇંગ્રેજોને રાજ્યકર્તા તરીકે કેમ વધુ પસંદ કરો છો ?

મહાત્માજી—કોમ કોમ વચ્ચે પસંદગી કરવાની નથી. હું મારા પોતાના સિવાય કોઈનો વહીવટ માંગતો નથી.

સ—તમે સ્વતંત્રતા મેળવો તો તે બ્રિટિશ વાવટા નીચે મેળવો કની ?

મહાત્માજી—ના. તે સામાન્ય વાવટા નીચે હશે અથવા દરેક ભાગીદારનો પોતાનો વાવટો હશે.

સ—સંપુર્ણ સ્વતંત્રતા મળે ત્યારે લશ્કરની જરૂરજ નહીં પડે તેવી શક્યતા તમે જુઓ છો ?

મહાત્માજી—ખાલી માણસ તરીકે હા હું જોઉં છું. પણ મારા જીવન દરમ્યાન મને તે શકય લાગતું નથી, લશ્કરની જરૂર નહીં પડે એવો હિંદીઓનો સ્વભાવ અનુકુળ બનતાં યુગના યુગ જોઈશે,

મહાત્માજીએ આગળ ચાલતાં જણાવ્યું કે દેવાની બાબતમાં પરસ્પર સમજુતી નહી થાય તો એ બાબત લીગ ઓફ નેશન્સની લવાદી પર લઇ જવી જોઇએ પણ ઇંગ્લાંડ તે કબુલ કરે કે કેમ તે વિશે શક રહે છે.

સ—ગોળમેજી પરીષદ ફતેહમંદ નીવડે અને હિંદમાં નવી સરકાર સ્થાપાય તો તમે વડા પ્રધાનનો ઓધ્ધો સ્વીકારો કે ?

મહાત્માજીએ મોટેથી હસીને જણાવ્યું કે એ કામ જવાન માણસ માટે અનામત રાખવામાં આવશે.

---

# દેશને મહાત્માજીનો આશાનો સંદેશ

મહાત્મા ગાંધીએ સંધી પછી પત્રકારો સમક્ષ આપેલાં ભાષણનો વધુ ભાગ નીચે મુજબ છે—

આ દેશમાંના જુદા જુદા પક્ષોને અપીલ કરવાની આજે ખાસ જરૂર હું જોતો નથી. મહાસભાની પેઠે તેમને પણ પોતાના દેશને માટે સ્વરાજ ખપે છે એની મને શંકા નથી.

રાજાઓએ સંયુક્ત બંધારણમાં ભાગ લેવાનું કબુલ કર્યું એ વેળાએ મને આશ્ચર્ય થયું. આમ છતાં પણ તેઓએ આવા બંધારણમાં દાખલ થતી વેળાએ એ બંધારણથી અમુક વિષયો પરત્વે અલગ ઉભવું જોઇતું નથી.

મહાસભા આખા દેશનું પ્રતિનીધિત્વ મેળવવાને મથી રહી છે. મહાસભા હિંદી રાજયોની પ્રજાને બ્રિટિશ પ્રજાથી જુદી માનતી નથી. આજ સુધી ભારે ડહાપણ વાપરીને મહાસભા દેશી રાજયોના કારભારની પચ્ચે પડવાથી દુર રહી છે. પણ રાજાઓએ આનો ગેરલાભ લેવો ઘટતો નથી. તેઓએ પ્રજાની મુરાદ સમજવી ઘટે છે.

અંગ્રેજોને પણ આવી અપીલ હું કરી લઉં હિંદને જે પરિષદો અને વાટાઘાટમાંથી જોઇએ છે તે મળવાનું હોય તો અંગ્રેજોની પણ પુરી સહાયની જરૂર છે.

લંડનની પરિષદમાંથી હિંદને જે મળ્યું કહેવાય છે તે હિંદના ધ્યેયથી અરધું પણ નથી. આમ છે એટલે જે સ્વતંત્રતાને માટે અંગ્રેજો જરૂર પડે તો જાન આપે એ સ્વતંત્રતા ભારતવર્ષને માટે તેઓ મોકળી કરે. સ્વતંત્રા મેળવતાં હિંદ ગાઢ જંગલમાં ભુલું પડે, તો ભલે પડે. જે સ્વતંત્રતામાં ભુલ કરવાની અથવા તો ઇચ્છા હોય તો પાપ કરવાની પણ છુટ નથી એ સ્વતંત્રતા કામની નથી.

**ઇશ્વરે માણસને જો ભુલ કરવાની સ્વતંત્રતા આપી છે તો પછી એ સ્વતંત્રતા તેની પાસેથી છીનવી લેનાર માનવી કોણ માત્ર?**

ગમે તેમ પણ મહાસભાને ગોળમેજી પરિષદમાં ભાગ લેવાનું નિમંત્રણ મળ્યું છે. આનો અર્થ એ છે કે **સંપુર્ણ સ્વતંત્રતા સુધીની માગણી પણ એ પરિષદમાં રજુ કરવાનો—સિવાય કે હિંદની કોઈ પણ બાબતને વિષે અગત્યતા હોય—તેને અખત્યાર છે.** અને એ વાત સમજી લેવા જેવી છે કે મહાસભા પોતાને સગીરાવસ્થામાં હોવાનું માનતી નથી.

અમેરીકાની મહાન પ્રજાને પણ મારે મારી અપીલ કરવી રહી છે. જોકે કોઇક વેળાએ અમે અમારા માર્ગમાંથી ચુકયા છીએ તો પણ અમારી લડત સત્યની અને અહિંસાની છે. અમારી આ લડતે તેઓની કલ્પનાને ચમકાવી મુકી છે.

અમેરીકનોએ આ દેશની લડત પ્રત્યે આજ સુધી બતાવેલી સહાનુભુતીને માટે અમે એ પ્રજાના ઉપકારી છીએ. જે નવું કાર્ય મહાસભાએ હવે હાથ ધર્યું છે એ કાર્ય દરમ્યાન અમેરીકાની વધુ ને વધુ સહાનુભુતીની અમે આશા રાખીએ છીએ.

હિંદુસ્થાન જો સત્ય અને અહિંસાને માર્ગે પોતાના નીયત ધ્યેય પ્રતિ પહોંચી જશે તો જગત જે વાતની આજે ઝંખના કરે છે એ તેને મળી રહેશે.

મારી છેલ્લી અપીલ પોલીસોને અને સનંદી નોકરોને છે, જે કરારો જાહેર થયા છે એ કરારોમાં એવો ઉલ્લેખ છે કે મેં પોલીસ અત્યાચારોની તપાસ માગી હતી. એ તપાસની માગણી મેં શા સારૂ છોડી દીધી એ વાત પ્રગટ થયેલા કરારનામામાં કરવામાં આવી છે

જે યંત્રણા આજે ચાલી રહી છે એ યંત્રણાનો સનંદી નોકરી અગત્યનો ભાગ છે. તેણે અને પોલીસે સમજવું ઘટે કે પ્રજા નજીકના ભાવીમાંજ પોતાના ઘરનું ધણીપદ મેળ-

વવાની છે. તો પછી આજથીજ તેઓ પોતાનું વર્તન શા સારૂ પલટે નહિ ? તેઓ પ્રજાના નોકરો છે–શેઠ નથી એ વાત તેઓ આજેજ શા સારૂ સ્વીકારે નહિ ?

અને થોડુંક કેદીઓના સંબંધમાં. હું પોતે તો હિંસાવાદીઓ ને માટે પણ કેદની સજામાં માનતો નથી. હું જાણું છું કે તેઓએ જે કર્યું છે તે ઉન્નત દેશદાઝથીજ પ્રેરાઇને કર્યું છે. છતાં પણ મારાથી વ્યાજબી રીતે તેઓનો છુટકારો મગાયો નથી

આનો અર્થ એ નથી થતો કે મારા અથવા તો મહાસભાના મંત્રી મંડળના મનમાંથી આ કેદીઓ ખસી ગયા છે. હું ખાત્રી આપું છું કે સમાધાનનું જે ધોરણ મહાસભાએ સ્વીકાર્યું છે તે પૂર્ણ અંશે પાળી બતાવશે તો મીરતના અને આવા બીજા કેદીઓની મુક્તિ પણ દુર નથી.

મને ખબર છે કે દેશમાંનો એક નાનો પક્ષ હિંસામાં માને છે. આ પક્ષને હું આગ્રહભરી વિનંતી કરૂં છું કે તે એ નીતિમાંથી હાથ ઊઠાવી મહાસભાને તક આપે.

અહિંસાનો અખતરો ખરી રીતે તો એકજ વર્ષ જેટલો જુનો ગણાય. પ્રજાના ઇતિહાસમાં એક વર્ષની વિશાત નથી. હું ફરીથી કહું છું કે તેઓ ધીરજ ધરે.

જે સમાધાન મેં સ્વીકારી લીધું છે એ નામનું નથી. એ સમાધાન અક્ષરે અક્ષર અમલમાં મુકવાનાં વચને હું બંધાયો છું.

માણુસ યત્ન કરે પરિણામ પ્રભુના ખોળામાં છે.



# સ્વાતંત્ર્યસંગ્રામની અગત્યની તવારીખો

## परिशिष्ट ब

(૧) ૧૯૨૯ના ડીસેમ્બરની તા, ૩૧ મીની મધ્યરાત્રે (લાહોર) રાવિ નદીના કિનારે હિંદી રાષ્ટ્રીય મહાસભાએ સંપૂર્ણ સ્વતંત્રતાની જાહેરાત કરી.

(૨) ૧૯૩૦ ની તા. ૨૬ મી જાન્યુઆરીએ કાર્યવાહક સમિતિએ તૈયાર કરેલો સ્વતંત્રતાનો ઢંઢેરો આખા દેશમા વંચાયો.

(૩) મીઠાનો કાયદો, વિદેશી બહિષ્કાર અને મદ્યનિષેધ એ ત્રણ બુરજોની યોજનાવાળી અહિંસક ચળવળમાં મીઠાના કાયદાનો પહેલો કિલ્લો સર કરવા મહાત્માજીએ પોતાના પસંદ કરેલા ૭૮ સત્યાગ્રહીઓ સાથે સાબરમતી આશ્રમમાંથી કૂચ કરી–તા૦ ૧૨ મી માર્ચ.

(૪) કરાડીમાં મધ્યરાત્રે મહાત્મા ગાંધીજીની ધરપકડ અને યરવડામાં રાજ્યકેદી તરીકે કેદ–તા૦ ૫ મી મે.

(૫) જાણીતા મજુર પત્રકાર અને વડા પ્રધાનના 'વિશ્વાસપાત્ર' મી૦ જ્યોર્જ સ્લોકોમ્બે મ. ગાંધીજીની મુલાકાત લીધી–તા૦ ૨૦ મી મે.

(૬) સરકાર હિંદી રાષ્ટ્રીય મહાસભાની કાર્યવાહક સમિતિને ગેરકાયદેસર ઠરાવી તેના સભાસદોને સજા કરી–તા૦ ૨૬ મી ઓગસ્ટ.

(૭) મ. ગાંધીજી અને ૧૯૩૦ ના જાન્યુઆરીથી કાર્યવાહક સમિતિમાં કામ કરી ગયા હોય એવા સભ્યોને છોડાવવાની ના. ઇરવીનની જાહેરાત અને કાર્યવાહક સમિતિ સામેનો પ્રતિબંધ ખેંચી લવાયો તા૦ ૨૫ મી જાન્યુઆરી ૧૯૩૧.

(૮) અલ્હાબાદમાં કાર્યવાહક સમિતિની બેઠક, સુલેહમંત્રણામાં ભાગ લેવાની શરતો નક્કી કરે છે–તા૦ ૩૧ મી જાન્યુઆરી.

(૯) કરાંચીની આગામી મહાસભા માટે સરદાર વલ્લભભાઇની પ્રમુખ તરીકેની નીમણુંક–તા૦ ૨જી ફેબ્રુઆરી.

(૧૦) લખનૌમાં પંડિત મોતીલાલજીનું અવસાન–તા૦ ૬ ઠી ફેબ્રુઆરી.

(૧૧) ડૉ. સપરૂ અલ્હાબાદમાં મહાસભાના આગેવાનોને મળ્યા–તા૦ ૮ મી ફેબ્રુઆરી.

(૧૨) સુલેહ માટેની મ. ગાંધીજીની શરતો કાર્યવાહક સમિતિ સ્વીકારે છે.–તા૦ ૧૩ મી ફેબ્રુઆરી.

(૧૩) મહાત્માજીનો વાઇસરોયને પત્ર–તા૦ ૧૪–૨–૩૧

(૧૪) વાઇસરોય મહાત્માજીને આમંત્રે છે–તા૦ ૧૬–૨–૩૧

(૧૫) ઇરવીન–ગાંધી વાર્તાલાપ-તા૦ ૧૭ –૨–૩૧

(૧૬) મસલતમાં ભંગાણુ–તા૦ ૧૮–૨–૩૧

(૧૭) સમાધાન કરવા માટે મહાસભાની કાર્યવાહક સમિતિ ગાંધીજીને કુલમુખત્યારી આપે છે–તા૦ ૨૪–૨–૩૧

(૧૮) ઇરવીન ગાંધી મસલત–તા૦ ૨૭–૨–૩૧

(૧૯) મહાસભાની કાર્યવાહક સમિતિ વાઇસરોયની સામી દરખાસ્તોનો અસ્વીકાર કરે છે. મસલત પડી ભાંગવાનો ભય તા. ૨૮–૨–૩૧

(૨૦) મહાત્માજી રવિવારને દિવસે તેમજ રાત્રે વાઇસરોયને મળે છે–તા૦ ૧ લી માર્ચ

(૨૧) ગાંધી–શુસ્ટર મુલાકાત મીઠાના કાયદા સંબંધી સમાધાન થયું–તા૦ ૩ જી માર્ચ

(૨૨) ગાંધી–ઇરવીન મસલત ઉપર કાર્યવાહક સમિતિએ સહી કરી અને મંજુરી આપી–તા૦ ૪ થી માર્ચ.

(૨૩) હિન્દમાં અને પાર્લામેન્ટમાં સુલેહની શરતો વિષે જાહેરાત તા૦ ૫ મી માર્ચ.

(૨૪) ૧૯૩૧ ની કરાંચીની મહાસભાએ ગાંધી–ઇરવીન કરારોને મંજુરી આપી, તથા

(૨૫) ગોળમેજી પરિષદમાં કુલ પ્રતિનિધિ તરીકે ગાંધીજી રહે એવો નિર્ણય કારોબારીઓએ કર્યો અને તેમને કુલ સરમુખત્યારી આપી.

---

# સ્વરાજના મૂળ હકો

## परिशिष्ट क

મહાસભાએ મૂળ હકોવાળો જે મહત્વનો ઠરાવ કર્યો તે આ રહ્યો:

"આ મહાસભાનો એવો અભિપ્રાય છે કે મહાસભાની કલ્પના પ્રમાણેના સ્વરાજનો આમવર્ગને માટે શો અર્થ થશે એનો તેમને ખ્યાલ આવી શકે એટલા માટે તેઓ સહેલાઇથી સમજી શકે એવી રીતે મહાસભાની સ્થિતિનું બયાન કરવું જરૂરનું છે. આમ વર્ગની લૂંટનો અંત આણવા માટે રાજકીય સ્વાતંત્ર્યમાં ભુખે મરતાં કરોડોના સાચા આર્થીક સ્વાતંત્ર્યનો સમાવેશ થવો જોઇએ. તેથી મહાસભા જાહેર કરે છે કે તેના તરફથી જે કોઇ બંધારણ કબૂલ કરવામાં આવે તેમાં આટલી બાબતોનો સમાવેશ થવો જોઇએ અથવા સ્વરાજ સરકારને તેનો અમલ કરવાની શકિત મળવી જોઇએ.

૧. પ્રજાના મૂળ હકો, જેમાં નીચેના તો હોવા જ જોઇએ: (ક) સભા અને સંગઠનની સ્વતંત્રતા, (ખ) વાણીની અને છાપાંની સ્વતંત્રતા, (ગ) અંતરાત્માને અનુસરવાની, અને પ્રજાકીય સુલેહશાંતિ અને સદાચારની આડે ન આવે એવી રીતે ધાર્મિક માન્યતાની અને આચરણની સ્વતંત્રતા, (ઘ) નાનાં કોમોની સંસ્કૃતિ, ભાષા અને લિપિઓની રક્ષા, (ઙ) સ્ત્રીપુરૂષના ભેદભાવ વિના તમામ શહેરીઓને સમાન હકો અને ફરજો, (ચ) કોઇ પણ શહેરીને તેના ધર્મ, ન્યાત-

જાત કે માન્યતા અથવા લિંગભેદને કારણે જાહેર નોકરીમાં, સત્તા કે માનના હોદ્દામાં, અને કોઇ પણ વેપાર કે ધંધો કરવામા કશી અડચણનો અભાવ, (છ) જાહેર રસ્તા, કૂવા, નિશાળો અને જાહેર વેપારની બીજી તમામ જગાઓની બાબતમાં સૌ શહેરીઓના સમાન હકો, (જ) હથિયાર રાખવાની અને વાપરવાની બાબતમાં જે નિયમો અને પ્રતિબંધો કરવામાં આવેલા હોય તે અનુસાર હથિયાર રાખવાનો અને ધારણ કરવાનો હક, (ઝ) કાયદાની કલમો સિવાય બીજી રીતે કોઇ પણ માણસની સ્વતંત્રતા છીનવી લેવામાં નહિ આવે કે જપ્ત કે ખાલસા નહિ કરવામાં આવે.

૨. ધર્મની બાબતમાં સરકારની નિષ્પક્ષતા.

૩. પુખ્ત વયનાં તમામ માણસોનો મતાધિકાર.

૪. મફત પ્રાથમિક કેળવણી.

૫. કારખાનાનાં મજૂરોને માટે જીવાઇ પુરતો દરમાયો, મજૂરીના કલાકની મર્યાદા, કામ માટે આરોગ્યદાયી પરિસ્થિતિ, વડપણ, માંદગી અને બેકારીના આર્થીક પરિણામો સામે રક્ષણ.

૬ દાસત્વમાંથી અથવા લગભગ દાસત્વ જેવી સ્થિતિમાંથી મજુરોની મુક્તિ.

૭. મજૂર સ્ત્રીઓનું રક્ષણ અને સુવાવડના સમય દરમ્યાન રજાનો પૂરતો બંદોબસ્ત.

૮. નિશાળે જવાયોગ્ય ઉંમરના બાળકોને કારખાનામાં રોકવાની બંધી.

૯. લવાદો મારફતે ઝઘડા પતાવવા માટના યોગ્ય તંત્ર દ્વારા પોતાના હિતની રક્ષા માટે મહાજનો બાંધવાનો મજુરોનો હક.

૧૦. ખેડુતોએ આપવાનાં ખેતીના ગણોતમાં અને મહેસૂલમાં ઠીકઠીક ઘટાડો, અને આર્થિક દ્રષ્ટિએ નુકશાનકારક એવી જમીનોના બાબતમાં જરૂરી જણાય એટલા મુદ્દત માટે ગણોતમાંથી મુક્તિ; અને જ્યાં એવા ઘટાડાને કારણે જરૂરી જણાય ત્યાં નાના જમીનદારોને જરૂરી રાહત આપવી.

૧૧. ઓછામાં ઓછી અમુક ઠરાવેલી રકમ ઉપરાંતની ખેતીની આવકો પર આવકના પ્રમાણમાં આવકવેરો.

૧૨. પ્રમાણસર વારસાવેરો.

૧૩. લશ્કરી ખરચના આજના પ્રમાણમાં ઓછામાં ઓછો અર્ધા ભાગનો ઘટાડો.

૧૪. મુલકી ખાતામાં ખરચ અને પગારોમાં મોટો. ઘટાડો ખાસ નીમેલા શાસ્ત્રો તથા એવા લોકો સિવાયના કોઈ પણ સરકારી નોકરોને અમુક ચોકસ રકમ, જે સામાન્ય રીતે રૂા. ૫૦૦ થી વધારે ન હોય, તે કરતાં વધારે પગાર ન અપાય.

૧૫ પરદેશી કાપડ અને પરદેશી સૂતરને દેશમાંથી કાઢીને દેશી કાપડનું રક્ષણ.

૧૬. કેફી પીણાં અને પદાર્થોની સદંતર બંધી.

૧૭. હિંદમાં પેદા થતા મીઠા પર વેરાનો અભાવ.

૧૮. હિંદી ઉદ્યોગોને મદદ મળે અને આમવર્ગને રાહત મળે એ જાતનો સરકારનો હુંડિયામણના દર પર અંકુશ.

૧૯. ચાવીરૂપ ઉદ્યોગો અને ખનિજ દ્રવ્યોની માલીકી પર સરકારનો કાબૂ.

૨૦. સીધી કે આડકતરી રીતના ભારે દરના વ્યાજ પર અંકુશ.

સંપૂર્ણ